(વર્ગ ત્રીજો.)

# સત્ય વચની વિક્ટર.

અને

# જાદુઇ માછલી.

---

બાલસાહિત્ય પ્રકાશ મંદીર,
આમલીરાન, ગોપીપુરા,
સુરત.

---

મૂલ્ય આનો એક.

# પ્રસ્તાવના.



**સત્ય વચની વિક્ટર** આ બાલવાર્તાવલિનો ચોથો અંક છે. એ વાર્તા કાદમ્બરીના સુપ્રસિદ્ધ ભાષાંતરકાર સાક્ષર શ્રીયુત છગનલાલ હરિલાલ પંડ્યાને હાથે લખાએલી છે. અનેક વ્યવસાયમાંથી અવકાશ શોધી બાલસાહિત્યના વિકાસમાં આવો અમૂલ્ય આશ્રય આપી એમણે મ્હારા પર મહાન્ ઉપકાર કર્યો છે. એવોજ ઉપકાર મ્હારા મિત્ર રા. કલ્યાણજી વિ મહેતાએ **જાદુઈ માછલી** લખીને કર્યો છે.

વી. હ. મહેતા.

## સત્ય વચની વિકટર.



" તે પાછો બાળકજ બની ગયો."—( પૃ. ૧૩. )

The Bombay Art Printing Works, Fort.

# સત્ય વચની વિક્ટર.



તે હતો તો માત્ર સોળ વર્ષનો છોકરો, પણ તેને બંદૂકની ગોળીથી વીંધી નાંખવાનો હૂકમ થયો હતો.

જે બળવાખોરોની ટોળીમાં તે જોડાયો હતો, તેની હાર થઇ હતી, અને દશેક જણની સાથે તેને પકડવામાં આવ્યો હતો.

તેનો દેખાવ કંઈક મોહક હતો. બાળકની કોમળતા તેના ચહેરા ઉપર છવાઇ રહી હતી; અને પોતાનો આવી રીતે સત્વર અંત આવવાનો છે તે વાત જાણવા છતાં, મોતની અણી ઉપર આવ્યા છતાં, હજી એ પ્રશાન્ત ચિત્તે, દૃઢતાથી સર્વ જોયાં કરતો હતો. તેથી એને શિક્ષા કરનાર અમલદારના મનમાં કંઇક ઇશ્વરી પ્રેરણા એવી થઈ કે એના બીજા સોબતીઓને દેહાન્તદંડની શિક્ષા થઇ રહેતાં સુધી એને પાસેના કેદખાનામાં પુરી રાખવો.

દેખાતું હતું તો એમજ, કે એ પોતાના ભાવિને નિશ્ચિંતપણે શરણ થયો હતો. એની મ્હોટી મ્હોટી આંખો, એનો ગોરો ગબરૂ સરખો પણ ફીક્કો પડેલો ચહેરો,

કાંઇ ચિંતા કે લાગણી એના દિલમાં થતી હોય એમ જણાવતાં નહોતાં. કેમ જાણે બાળકજ હોય, અને મૃત્યુ શું છે તે સમજતોજ ન હોય! પોતાની આસ-પાસ જે કંઇ બનતું હતું તે, કેવળ નિસ્પૃહ રહીને પોતાને કેમ જાણે તેની સાથે લાગતું વળગતું ન હોય એમ એ ટગરટગર જોયાં કરતો હતો. એના સોબતીઓના પ્રાણ ગોળી બહારથી લેવાયા તેના ધડાકા જરાએ ભડક્યા કે ગભરાયા વિના એ સાંભળ્યા કરતો હતો. એના મ્હોં ઉપર એક કરચલી સરખી પણ દેખાતી નહોતી. ભયની નિશાનીજ નહુતી. એની શાન્ત સ્થિર દૃષ્ટિ કેમ જાણે **ભવિષ્યની**–પરલોકની–જીંદગી, હવે તેને સત્વર **વર્ત્તમાનની** થવાની હતી, તેના વિચા-રમાં લીન થઈ ગઇ હતી! એનાં માનસિક ચક્ષુ સ-મીપ આ વેળા એનું વિશુદ્ધ, નિશ્ચિંત, પૂર્ણ સુખી બાળપણ ખડું થયું હશે. હજી પણ એ ક્યાં મ્હોટો થઈગયો હતો! કદાચ એના મનમાં એનાં સગાં વહાલાં સાંભરી આવતાં હશે, અને પોતાના કમકમાટ ભરેલા મરણના સમાચાર સાંભળવાથી તેમને કેવી અસહ્ય પીડા થશે, એવા વિચાર આવતા હશે! એના પિતા કેવા સંજોગોમાં આ જગત્ની જંજાળ ત્યજી ગયા, કેવી રીતે પોતે અનાથ બન્યો, કેવી હાલતમાં એને આ બળવાખોરો સાથે જોડાવું પડ્યું, ને આખરે જીવ ખોવાની વેળ

આવી, એ બધું એની નજર આગળ આવતું હશે! અને કિયાં કર્મને ફળે આવો પરિપાક થયો હશે, એની ચિંતા પણ એને થતી હશે.

લઢાઈ જાગી તે વેળા તો એ બિચારો પોતાનાં ગરીબ માબાપ સાથે સુખે દિવસ કાઢતો હતો. તેઓ મહેનત મજુરી કરીને પેટ ભરતાં. એના બાપે એને એક છાપખાનામાં કામ શીખવા મુક્યો હતો, અને રાજ્યની ખટપટનું તો તેઓ નામ પણ જાણતાં ન હતાં.

પરંતુ ભવિતવ્યતા બલીયસી છે. પ્રશીયનોએ એના પિતાનો જીવ અકારણ લીધો. એના ગામની આસપાસ ઘેરો ઘાલેલો હોવાથી ખોરાકના સાંસા પડવા લાગ્યા. જે કંઇ થોડું ઘણું સંગ્રહ કરીને રાખેલું હતું, તેના ભાગ સમગ્ર વસ્તી વચ્ચે રોજ કરી આપવામાં આવતા; તેમાં માદીકરાનો વિભાગ મેળવવા માટે એને કલાકના કલાક બેશી રહેવું પડતું. લોકોની ભીંડમાં એનો વારો લગભગ છેલ્લો આવતો, ને જે કંઈ લુખું અનાજ છેવટ તેના નસીબનું તેને મળતું તે ઉપર માદીકરાને ગુજરાન ચલાવવું પડતું. અધુરામાં પૂરૂં–શિયાળાનો વખત, ને તેમાં ટાઢ પણ સખ્ત પડવા માંડી; તેથી તેની માતા બીચારી માંદી થઇને મંદવાડને બીછાને પડી. તેને બચવાની આશા

થોડીજ હતી. બરફ પડવાથી ગામની આસપાસ જમીન બધી ઢંકાઇ ગઇ હતી; તેથી ભાજીપાલો પણ કંઈ મળી શકતો નહિ. એવામાં એકવાર બટાટા કહીંકથી મળે તો ખોદી લાવવા એ એના સોબતીઓ સાથે ગયો હતો. ત્યાં પ્રશીયનોની ગોળી એને લાગી તેથી એના ખભાનું હાડકું ભાગી ગયું. આ વેદનામાંથી ઘણે દિવસે એ ઉઠ્યો, ત્યારે ભૂખથી અધમુઓ થઈ ગયો હતો. અને એના સોબતીઓ આ વેળા એને ડરાવવા લાગ્યા કે તું જો લશ્કરમાં જોડાઈશ નહિ તો તને અમે મારી નાખીશું. આમ બ્હીકથીજ બીચારાને તે ટોળી ભેગું જવું પડ્યું હતું. પોતાના જાતિ–ભાઇઓના જીવ લેવાનું એને જરાએ ગમતું ન હતું. અને હવે જ્યારે એનો પોતાનો જીવ જવાની પળ પાસે આવતી હતી ત્યારે એના મનમાં એટલો તો સંતોષ થતો હતો કે વિધાતાએ પોતાને કોઇનો જીવ લેવાનું કારણ બનાવ્યો ન હતો.

છેલ્લા થોડા મહીનામાં લઢાઈની ભયંકર આફતો, કમકમાટી ભરેલાં ખુનો, ત્રાસદાયક મરણો, તેની નજરે ચઢવાથી જીંદગીમાં હવે એને કંઈ સુખનો આભાસ પણ રહ્યો નહોતો. તેથી ઉલટો ભય ઉત્પન્ન થયો હતો. આવી ભયાનક

દુનિઆમાં પોતાની માને બીચારીને ટળવળતી મુકીને થોડી વારમાં તો તે હતો ન હતો થઈ જશે, એ વિચારે તેને ઘણો ગાભરો બનાવી દીધો હતો. એ માના ઉપરનો એનો વિશુધ્ધ પ્રેમ વર્ણવ્યો ન જાય એવો હતો. બચપણુથી થયેલા એના અસંખ્ય ઉપકારો સંભારી સંભારીને આજ એનું હૈયું ફાટી જવાને તત્પર હતું, પણ આવા ભારે સંકટમાંએ એને આશ્વાસનનું એક સાધન હતું. એ જાણતો હતો કે પોતાના વિયોગનું અસહ્ય દુઃખ પડ્યા પછી એ ઝાઝા દિવસ કાઢશે નહિ, એટલે આમ પણ પરલોકમાં પછી પોતાની સાથે રહેવા સત્ત્વર આવી પહોંચશે. આ આશાના અંકુરોથી એનું દુઃખ જરા દૂર થતું હતું. ચારેક દિવસ ઉપર એ તેની પાસે ગયો હતો, ત્યારે એણે જોયું હતું કે એનું શરીર છેક લેવાઈ ગયું હતું.

" બેટા ! મને એકવાર ફરી ચુમી લે ! મને તો એમજ થઈ ગયું છે કે હવે ફરીથી ત્હારૂં મ્હોં જોવાની નથી ! !"

તે વખતના તેના વ્હાલ–ભર્યા આ શબ્દો હાલ તેને કંટકવત્ સાલતા હતા.

"અરે ! મ્હારો આ લોકને વિશ્વાસ કયાંથી આવો મને જો એક કલાક પણ છુટો થવા દે તો હું દોડતો

મ્હારી મા પાસે ફરીથી જઈને એકવાર એને છેલ્લો ભેટી લઉં. પછી ભલે મને તોપને ગોળે ઉરાડે. મ્હારો કોલ આપું પણ તે લે ખરા! આથી એ બીચારીને કંઇક આશ્વાસન મળશે. એ પણ ક્યાં હવે ઝાઝું જીવવાની છે? અને મ્હારી ચિંતા બીજું કોઇ કરે એમ પણ નથી. અરે! ઈશ્વર! એકવાર એ મ્હારી માયાળુ માની ફરી ઝાંખી કરાવ્ય! એકવાર એના મધુરા ઓઠનું મને ચુંબન લેવા દે! અને પરલોકમાં પાછાં ઝટ મળવાની આશાએ એના દેહનો શાન્તિથી અવસાન આવવા દે! પછી હું મોત હિંમતથી સ્વીકારીશ."

આવા આવા ગમગીનીના વિચારોની ગડભાંગ એના મનમાં ચાલતી હતી; તેટલામાં પેલો સેનાધિપતિ કેટલાક અમલદારોને લઇને એની પાસે આવ્યો.

"હવે, એ જુવાન! આપણે બેએ આ કીસ્સો પૂરો કરવાનો છે."

"હા, સાહેબ! હું તૈયાર છું."

"શું કહે છે? એટલો બધો આતુર થઇ ગયો છે? તને મોતનો જરાએ ડર લાગતો નથી?"

"વધારે જીવવા કરતાં હું મોતથી ઓછો ડરૂં છું. ગયા છ મહીનામાં મ્હેં એવા તો ભયાનક બનાવો આ આંખે જોયા છે કે મને જીવિત કરતાં મરણ વધારે સારૂ લાગે છે."

"અરે! હું તો શરત મારૂં છું કે તને બેમાંથી જે પસંદ હોય તે મળવાની આશા બતાવવામાં આવે તો તું નક્કી જીવતો રહેવા દેવાનીજ માંગણી કરે. જો હું તને કહું કે ઝટ આગળ આવ, ને મને જોવા દે તું કેવોક ઝડપથી દોડી શકે છે; તો તું પોબારાજ ગણી જાય. મ્હારી તો ખાત્રી છે."

"એમાં, સાહેબ! કયાં વાર લાગે એમ છે! આપ અજમાવી જુવોને! આપના માણસોને એક વધારે કે ઓછો જીવ લેવો, શી વિસાદ છે? હું માગું છું કે મને માત્ર એક કલાકજ છુટનો આપો; વધારે નહિ. પછી આપ જુઓ કે હું મ્હારૂં વચન પાળીને પાછો આવું છું કે મોતથી ડરીને નાસી જાઉં છું."

"ઓહો! ત્હારા જેવો હું ફીકલો નથી કે એમ ભોળપણમાં ઠગાઇ જાઉં. એક વાર તને અહીંથી છુટો કરીને જવા દીધા પછી જાણે કેમ કોઇ દોસ્તદારને મળવાને તું પાછો આવવાનો હોઉં, તેમ મોતને પંઝે પડવા જાણી જોઇને આવે ખરો કે? એવી એવી ગપ્પો મ્હારે ગળે ઉતરે એમ નથી."

" જુઓ સાહેબ! મ્હારી વિનતી જરા સાંભળો! આપને પણ કદાચ વ્હાલી મા હયાત હશે; આપ તેને જગતની

બીજી હરકોઇ વસ્તુ કરતાં વધારે ચાહતા હશો. જો, સાહેબ, ન કરે નારાયણુ ને મ્હારી પેઠે આપને આવો મરણુ-સંકટનો પ્રસંગ આવ્યો હોય, જીંદગીના થોડા કલાકજ બાકી રહ્યા હોય, તો આપના મનમાં છેવટમાં છેવટ એ માતાનાજ વિચારો આવે ખરા કે નહિ? અને જે કોઈ આપને એ ક્ષણે, છેલ્લી વારને માટે તેને મળવાની તક આપે તેને આપ આશીર્વાદ ન દ્યો? મ્હારા મહેરબાન! બીજા પાસે જેવી અનુકૂળતાની આપ આશા રાખો, તેવીજ અનુકૂળતા આપ મને કરી આપો. મને એક કલાકને માટેજ છૂટો થવા દ્યો, અને હું મ્હારો કોલ-વચન-આપું છું કે ઠરાવેલે વખતે હું જરૂર પાછો આવીને આપને શરણુ થઈશ. મ્હારૂં વચન તોડીને જીવતો રહું તો મને ધિક્કાર છે."

આ શબ્દો, સેનાધિપતિ શાન્ત ચિત્તે, એક હાથથી મુછને વળ દેતે દેતે, આમ તેમ ફરતે ફરતે સાંભળ્યાં કરતા હતા. પોતાના દીલમાં લાગણી થઈ નથી એમ દર્શાવવાનો તેઓ ફોકટ પ્રયત્ન કરતા હોય એમ ભાસતું હતું.

"મ્હારૂં વચન!" આ આજ-કાલનો છોકરો કેમ જાણે મ્હોટો યોદ્ધો હોય તેમ મ્હોટી મ્હોટી વાતો કરે છે!"

આમ ધીમે સાદે બોલતે બોલતે તેઓ એકદમ ચાલતા ચાલતા અટકી ગયા.

"ત્હારૂં નામ ?"

"વિક્ટર ઑરી."

"ઉમ્મર ?"

"આવતી ૧૫મી જુલાઈએ સોળ વર્ષ પૂરાં થશે."

"ત્હારી મા ક્યાં રહે છે ?"

"બેલી વિલ્લીમાં."

"એને મુકીને તું બળવાખોરોમાં કેમ ભળ્યો ?"

"સાહેબ ! પેટ ખાતર. ખાવું તો જોઈએ ને ! વળી મ્હારા પાડોશીઓ મને ડરાવવા લાગ્યા, કે અમારી સાથે નહિ આવે તો તને મારી નાખીશું. એઓ કેહવા લાગ્યા, કે તું કાંઈ નાનો બાળક નથી કે બંદૂક ન ઉપાડી શકે. મ્હારી મા તો બીચારી પોશ પોશ આંસુ પાડીને રોવા લાગી. તેમનાથી તે ડરી ગઈ હતી, તેથી મને આજીજી કરીને કહેવા લાગી કે એમનું કહ્યું માન."

"ત્હારો બાપ હયાત નથી ખરૂં ?"

"ના, સાહેબ ! એણે તો પોતાના દેશને ખાતર લડવામાં પ્રાણ આપ્યા છે."

સેનાધિપતિએ ફરીને પોતાના અમલદારો સામું જોયું,—કેમ જાણે તેમની શી મરજી છે તે જાણવા પોતે માગતા હોયની ! બધાની દયા આ બાળક તરફ ખેંચાઈ હતી. તેમનાં દીલ તેને માટે દાઝતાં હતાં.

આ જોઇને જરાવાર વિચાર કરીને તે ગંભીર સ્વરે બોલ્યો કે:-"ઠીક, ત્યારે જા. તને ત્હારી માને મળી આવવાની રજા આપવામાં આવે છે. ત્હેં મને વચન આપ્યું છે કે તું એક કલાક પછી પાછો આવીશ. હવે, હું જોઉં છું કે તું પ્રમાણિક મરદ છે કે બાયલો, નમાલો, છોકરો છે. હું તને સાંજ સુધી ત્હારે ઘેર રહેવાની છુટ આપું છું. જો આઠ વાગતા સુધીમાં તું પાછો નહિં આવે, તો હું એમજ કહીશ, કે તું ખોટી શીશીયારી મારનારો, પ્રતિષ્ઠા કરતાં પ્રાણને વધારે પસંદ કરનારો છે."

"ચાલ, જા-ક્વિક માર્ચ."

'મ્હારા મુરબ્બી સાહેબ! હું આપનો કયા શબ્દોમાં આભાર માનું? ચોક્કસ હું આઠ વાગે અહીં હાજર થઈશ."

"નક્કી?"

"હા સાહેબ, ખચીતજ."

"ઠીક છે, હવે તે વખતે જણાશે જે હશે તે."

આ વેળા વિક્ટરના મનમાં હર્ષનો ઉમળકો એટલો બધો આવી ગયો કે તે તેના આ ઉપકાર કરનારને ગળે વળગીને તેને ભેટવા જતો હતો; પણ સેનાધિપતિએ તેને જરા નરમાશથી વાર્યો:—

૫૩૮૧
૮૯



"જા, ભાઇ જા, હમણાં નહિ. આજ સાંજે તું જો ત્હારા વચન પ્રમાણે પાછો આવીશ તો હું તને, ગોળી બહાર કરનારી લશ્કરી ટુકડીની સમક્ષ ભેટીશ. હમણાં તો ચાલ્યો જા."

વિક્ટર તો એક સસલાની માફક જોરથી દોડ્યો. એને દેખાતો બંધ થતો જોઇને સર્વ અમલદારો હસ્યા. વીસેક મિનિટ નહિ થઈ હોય એટલામાં તો એ એને ઘેર પહોંચી ગયો; ને કડું ઠોકવા લાગ્યો. એક પડોશી ભલી બાઇ તેની માંદી માની સારવાર કરતી હતી, તે બહાર આવી; ને તેને જોઇને જરા ખંચકાઈ. કારણ કે બધાની પેઠે એ પણ એમજ માનતી હતી કે એ તો ક્યારનોએ સ્વર્ગમાં પહોંચી ગયો છે. એને કોરે ખસેડીને એ એની મા પાસે દોડતો જતો હતો, પણ આ બાઇએ એને રોક્યો:—"જો ભાઈ" તેણે ધીમે અવાજે કહ્યું. "બહુ ધીમે પગલે જજે હો! એ હમણાં ઉંઘે છે. ત્હારા ગયા પછી એનો મંદવાડ ઘણો વધી ગયો હતો, પણ એકાદ બે દિવસથી જરા ઠીક લાગે છે. ડૉકટર કાલ કહેતા હતા કે એને જો ઉંઘ આવે તો જરા અશક્તિ પણ હઠે તેથી એને જગાડીશ નહિ. એ બિચારી તો ત્હારા નામનો જપ જપ્યા કરે છે. ઘડી-

એ ઘડીએ તને ઝંખ્યા કરેછે. તને જોશે ત્યારે તો રાજી રાજી થઈ જશે. ત્હારૂં નામ એની જીભેથી ખસતું, ત્યારે એ પરમકૃપાળુ પરમેશ્વરની પ્રાર્થના કરતી કે ત્હારૂં રક્ષણ કરે, અને આપણા દેશમાં શાન્તિ પુનઃ પ્રસરાવે. હમણાં તો જાણે ભગવાન્ આપણને ભુલી ગયા છે; ને જેને જેમ ફાવે તેમ કરવા દે છે. આવું દુઃખ તે ક્યાં સુધી રહેશે ?"

વિક્ટરને આ એનું ભાષણ સાંભળવા જેટલી ધીરજ રહે એવું નહતું. તેથી એ તો જવાને તલપાપડ થઇ રહ્યો હતો. એટલ.માં કોઇ મંદ મંદ સ્વરે પોતાનું નામ પોકારતું હોય એમ એને કાને શબ્દ પડ્યો; તેથી હળવે હળવે ચાલતો ચાલતો પોતાની માતાના બીછાના પાસે એ ગયો, ને ત્યાં જુએ તો તે બીચારી ખુલ્લી આંખે ઉંચી નજર કરતી કરતી જાગૃત થઇને પડી હતી.

"કોણ, મ્હારો વિક્ટર ! ?" તેને અણધાર્યો, ઓચિંતો, પોતાની પાસે ઉભેલો જોઈને, દુર્બલતાથી ક્ષીણ થયેલા નરમ અવાજે તે બોલી ઉઠી.

મરણ સામે ટક્કર ઝીલનાર આ યુવક પોતાની વ્હાલી માતાનો આ નિર્મળ સ્નેહ, આ નિર્બલ સ્થિતિ, જોઇને કંઠને ગદ્ગદ્ થતો વારી શકયો નહિ.

એક શબ્દ પણ બોલ્યા વિના તે એની પાસે જઇ સુઈ ગયો, અને એના શુષ્ક થઈ ગયેલા હાથ જાણે એને પોતાની સાથે એક કરી લેવા માગતા હોય તેમ એની ઉપર વીંટળાઈ ગયા. હવે એની માતાની ગોદમાં આવી જતાં તે પાછો બાળકજ બની ગયો, બ્હીવા લાગ્યો, નિરાશ થવા લાગ્યો.

એની મા માંદી છતાં એના આવવાથી પોતાનું દુઃખ ભુલી ગઇ અને એને ઉલટો દીલાસો દેવા લાગી.

"શું કરવા આમ ગભરાય છે? મ્હારા વ્હાલા બાળ! મ્હારા લાડકવાયા! હવે તને મ્હારી પાસેથી કોણ લઈ જનાર છે? હવે આ ત્હારો લશ્કરી પોશાક ફેંકી દઇને તું આપણે ઘેરજ રહેજે. મને તો એ જોવોએ ગમતો નથી. જો ને! તું આવ્યો ત્યારથી મને શુદ્ધિ વધારે ને વધારે આવતી જાય છે. અને પ્રભુ કરશે તો ઝટ ઉઠીને બેઠી પણ થઈશ. તું આપણે ધંધે પાછો વળગજે, અને જરા મ્હોટો થઇશ એટલે કોઇ ત્હારે લાયક વહુ પણ મળી જશે. ગઇ ગુજરી વાત તો આપણને સ્વપ્ના જેવી થઈ જશે, ને ધીમે ધીમે, મ્હારા વ્હાલા! તે સાંભરશેએ નહિં."

ગરીબ બીચારી માતા! તને ક્યાંથી સમજાય કે ત્હારા એક એક શબ્દથી, તેનાર્થી ખડા થતા સુખમય

સ્વપ્નરૂપ ચિત્રથી, ત્હારા બાળકનું હૃદય ભેદાઈ જતું હતું !! તેને વધારે વધારે દુઃખ થતું હતું !! આખરે એ શાન્ત પડી. એ એમજ સમજતી હતી કે (पूरोत्पीडे तडागस्य परीवाहः प्रतिक्रिया) અશ્રુપ્રવાહ જ્યારે ઉભરાય ત્યારે તેને વહેવા દેવો, રોઇને હૈયું ખાલી કરવું, એજ ચિત્તને સ્વસ્થ કરવાનો ઉત્તમ માર્ગ છે. તેથી એની આંખોમાંથી ખળખળ વહેતાં આસુંને એણે રોક્યાં નહિ. પોતાના વહાલા બાલકને છાતીસરસો ચાંપી મૃદુતાથી ચુમ્બન કર્યું; એનું ધડકતું ધબકતું ગરમ માથું હળવે રહીને એણે ઉશીકા ઊપર મુક્યું; અને વળી પાછી, બન્નેને માટે પોતાના મનમાં કલ્પી રાખેલાં સુખનાં સ્વપ્નાંના વિચારમાં પડી.

વિક્ટરનાં ડસકાં કંઇક ધીમાં પડ્યાં અને થોડી વારે આખા ઓરડામાં મા–દીકરાના નિયમિત શ્વાસો-શ્છવાસ વિના બીજું કાંઇ સંભળાતું નહિ. ધીમે ધીમે પોતાના મનની નબળાઇ માટે વિક્ટરને શરમ આવવા લાગી, અને છેવટે જયારે ઉશીકા ઊપરથી, હિંમત આણીને એણે ઉંચું માથું કર્યું,—જીંદગીનો મોહ ત્યજવાને પાછો પોતે શક્તિમાન થયો છે એમ મા-નીને એની માતા તરફ એ જોવા લાગ્યો—ત્યારે તેને એણે, અણુચિન્તવ્યા આનંદથી ઉત્પન્ન થયેલી પ્રશાન્ત નિદ્રામાં લીન થયેલી જોઈ.

આથી એને જરા વધારે કૌવત આવ્યું. એના મનમાં એમજ થયું કે પરમકૃપાળુ પ્રભુએ મ્હારી માતાની સાથેની આ મ્હારી છેલ્લી મુલાકાતને પ્રસંગે તેને તથા મને થવાનું અસહ્ય દુઃખ ન જોવા દેવા માટેજ એને નિદ્રાવશ કરી હતી. નહિ તો એનાથી છુટા પડતાં, ખરી વાતની એને ખબર કરતાં, એ જાગતી હત તે વેળા એની હંમેશને માટે રજા લેતાં, એનું કાળજુંજ ચીરાઈ જાત; અને એને એવી અવસ્થામાં છોડીને મ્હારાથી જવાત પણ શી રીતે? મ્હારી હિંમત અને મ્હારા બળની કસોટી એનાથી કયા વધારે હૃદય-દ્રાવક પ્રસંગે કઢાય એમ હતું! મને તો ખાત્રી છે કે તે વેળા હું ગળીઆ બળદની પેઠે બેસીજ ગયો હત; ને મ્હારૂં વચન પાળવાને અતિ ઉત્સુક છતાં મ્હારાથી પાછું જવાતજ નહિ. પણ હવે આ લાગ ઠીક છે. આમ વિચાર કરીને એણે ધોમેથી તેના કપાળ ઉપર છેલ્લી એક ચુમી લીધી, અને થોડીક ક્ષણ એના ચહેરા સામું ટગર ટગર તાકીને જોવા લાગ્યો. એને એમ લાગ્યું કે એની માતાના મુખ ઉપર મંદ હાસ્ય પ્રકટ થયું હતું. આટલું જોતાંજ તે ત્યાંથી નાઠો અને જેવી ઝડપથી ઘેર આવ્યો હતો, તેવીજ ઝડપથી પોતાના મુકામે પહોંચી ગયો. તેણે પાછું વળીને જોયું પણ નહિ, તેમ

સામું કોણુ આવે છે, તેની જરાએ દરકાર પણ કરી નહિ.

"અલ્યા ! શું એટલામાં પાછા આવી પણ ગયો?" એના સેનાધિપતિએ એને ઉભેલો જોઇને આશ્ચર્યતાથી પ્રશ્ન કર્યો. એના મનમાં તો એમજ થઈ ગયું હતું કે હવે તે કંઇ ગયેલો પાછો આવવાનો છે ?

**"પણ સાહેબ મ્હેં વચન આપ્યું હતું ને!"**

"હા, પણ તેમાં આટલી બધી ઉતાવળ શી ? ત્હારી મા સાથે વધારે વાર રહ્યો હત તો રહેવાય એવું હતું. તેમાં ત્હારૂં વચન કયાં તુટવાનું હતું !"

"અરે સાહેબ ! એ બીચારીની દશાની તે હું શી આપને વાત કરૂં ! એની અને મ્હારી આંખમાંથી એટલાં તો આંસુ પડતાં હતાં કે મ્હારા તો સાંધાજ નરમ પડી ગયા. એ તો આનંદનાં અશ્રુ પાડતી હતી, પણ હું તો નિરાશાનાં આંસુમાં ડુબતો હતો. મને આવેલો જોઇને એને કંઈ અવર્ણનીય હર્ષનો ઉભરો આવી ગયો, ને ઘણા દિવસના ઉજાગરા પછી એવી તો ગાઢ નિદ્રામાં એ પડી ગઈ કે એ જાગે ત્યાં સુધી રહેવાની મ્હારી છાતી ચાલી નહિ. મ્હારી કોટે એના હાથ વળગેલા હતા; મને એણે બાથમાં લીધો હતો. એ તો એમજ માનતી હતી કે એને મુકીને હું જવાનોજ નથી. હવે કહો સાહેબ ! એને ખરી વાત

કહેવાને મ્હારી જીભ ઉપડે ખરી ? એના જાણવામાં જો આવ્યું હત કે હું પાછો આવવાનો નથી તો એની શી અવસ્થા થાત ? ને એને દુ:ખી મુકીને મ્હારાથી પાછું અવાયું હત કે નહિ, તે પણ હું કહી શકતો નથો. પછી, સાહેબ ! મ્હારે માટે આપ શું ધારો ? તેથી મ્હેં એને છેલ્લી ચુમી, ચીરાઇ જતે હૈયે, લીધી, અને એક ચોરની પેઠે હું, એને ઉંઘતી મુકીને નાસી આવ્યો છું. ભગવાન, એ મ્હારી માતાનું રક્ષણ કરો. હવે, સાહેબ ! મ્હારે એકજ અરજ કરવાની છે. આપને જે કરવાનું છે તે જલદી કરી નાંખો,–મ્હારો જલદી અંત આણો.”

સેનાધિપતિની આંખમાં આંસુ આવી ગયાં. આ બાળકની અતિ પ્રેમાળ લાગણી, સાચાઈ અને હિંમત જોઈને તેને માટે તેને ઘણા આશ્ચર્યની સાથે અનુકંપા થઈ.

“શું ત્યારે તું કેવળ તૈયાર થઇનેજ આવ્યો છે ? મરણનો તને જરાએ ડર નથી ?”

વિક્ટરે જરા પણ આચકો ખાધા વિના ડોકું હલાવીને જવાબ દીધો.

“ને હું તને માફી આપું તો ?”

“અરે સાહેબ! ત્યારે તો વળી મ્હારી માતાનો પણ પ્રાણ બચે, અને હું આપને મ્હારા બીજા પિતા સમાન પૂજું.”

"અહો! તું જબરો હિંમતવાન જણાય છે હો! વળી ત્હારો ગુન્હો પણ બીજાઓના જેટલો ગંભીર પ્રકારનો નથી. જા છૂટો થા; પણ પહેલાં આવીને મને ભેટ! (દોડતો આવીને ભેટે છે.) હવે જા—જલદી જા—ત્હારા વિયોગથી ઝુરતી ત્હારી માતાને ફરીથી મળીને હંમેશને માટે તેને સુખી કર. જોજે, તેના ઉપર આવો ને આવો પ્રેમ સદાકાળ રાખજે."

આમ બોલતે બોલતે એણે વિક્ટરને ખભે હાથ મુકીને, ધીમેથી ધબ્બો મારી પોતાનાથી અળગો કર્યો.

"આવા હોંસીલા, સાચા બોલા, વ્હાલસોયા, હીંમતવાન છોકરાનું ભવિષ્ય બીજી રીતે થયું હત તો ખરેખર આપણને પસ્તાવાનું થાત !" એમ કહેતો કહેતો તે પોતાના અમલદારો તરફ ફર્યો.

અને વિક્ટર—વિક્ટર તો દોડ્યો—અરે દોડ્યો નહી પણ ઉડ્યો; ને ઝપાટા બંધ ઘેર પહોંચી ગયો. ત્યાં હજી એની માતા ઘસઘસાટ ઉંઘતી હતી તેના ઉપર બચ્ચીઓનો વરસાદ વરસાવવાનું એને ઘણુંએ મન થઈ ગયું; પણ તે ઊંઘમાંથી જાગી જાય એ ખોટું એમ ધારીને એનો જુસ્સો એણે દબાવી દીધો. ઉંઘમાં તેને કંઇક બેચેની થતી હોય તેમ એને લાગ્યું ખરૂં, તેથી પાછો તેની સાથે એ બીછાનામાં સુઇ ગયો.

એનો સ્પર્શ થતાંજ ઝબકીને તે જાગી ઉઠી અને "બેટા વિક્ટર ! ઓ વિક્ટર ! તને શું થયું ? અરે ! આ કોણુ ? શું, તું ખેરેખાત મ્હારી પાસેજ છે ! હું સ્વપ્નું તો નથી જોતીને !" આમ બેબાકળી બની જઇ શોક તથા આશ્ચર્યના ઉદ્‌ગાર કાઢવા લાગી, અને પોતાના દુબળા, માંસ વગરના હાથ એના આખા શરીરે ફેરવવા લાગી; એને પોતાની છાતી સરસો દાબવા લાગી; અને એના મ્હોં ઉપર ઉપરા ઉપરી બચ્ચીઓ કરવા લાગી. પછી એની છાતી ભરાઇ આવી તેથી વિક્ટર એને ધીરજ આપવા લાગ્યો.

"જો મા– હું ત્હારી પાસેજ છું; હવે શું કરવા ગભરાય છે ?"

"અરે ! ભાઇ ! મ્હેં તો સ્વપ્નામાં એમ દીઠું કે તને ઉભો રાખીને સીપાઇઓ ત્હારા સામી બંદુક તાકીને ગોળીથી તને ઠાર કરવાની તૈયારી કરતા હતા.– ઓ પ્રભુ ! આ તે સ્વપ્નું કે સાચું ?"

જુનાગઢ,
આશ્વિન વદ ૬, સં. ૧૯૭૦ } છગનલાલ હરિલાલ.

# જાદુઇ માછલી.*

નાનો મગન વાર્તા સાંભળવાનો ઘણો શોખી હતો. એક દિવસ રાત્રે તેણે પોતાની દાદીમાને કંઈ વાત કહેવા કહ્યું.

દાદીમાબોલ્યાં—જ્યારે હું નાની હતી ત્યારે મને પણ તારી પેઠે વાતો સાંભળવી બહુ ગમતી. એક દિવસ મારી માએ મને કહેલી વાત યાદ આવે છે; તે આજે તને કહી સંભળાવું છું.

દરીઆ કિનારાપર એક નાની સરખી ઝુંપડીમાં એક માછી અને તેની સ્ત્રી રહેતાં હતાં. માછી દહાડે સમુદ્રમાં જાળ નાખી માછલાં પકડતો અને સાંજ પડતાં ઘેર આવી આજુબાજુનાં ગામડાંમાં અને બજારમાં જઇ માછલાં વેચી જે કંઈ પૈસો તથા અનાજ મળતું તેપર પોતાનું ગુજરાન ચલાવતો.

એક દહાડો તેની જાળ એક ઘણી મોટી અને સુંદર માછલી પકડાઈ. તેને જોઈ તે ઘણો ખુશી થયો

*આ વાર્તાનું વસ્તુ હિંદીપરથી લેવામાં આવ્યું છે.

અને વિચારવા લાગ્યો કે આજે તો આ એકજ મા-છલીનો રૂપીઓ, દોઢ રૂપીઓ, કમાઈશ. પણ જેવો તે માછલીને દોરીથી નાથવા જાય છે એટલામાં નવાઈ જેવો બનાવ બન્યો. તે સુન્દર માછલીને વાચા થઈ અને તે બોલવા લાગી:—"અરે ભલા માછી તું મને છોડીદે, શા માટે મારો જીવલે છે?"

માછી—તને છોડી દઉં તો પછી ઘેર જઈ ખાઉં શું? મારો તો એ ધંધો છે, એના ઉપર તો મારા કુટુંબનો નિર્વાહ ચાલે છે?

માછલી—આપણું પાપી પેટ ભરવા બીજાનો કીમતી જાન લેવો, પ્રભુએ આપેલી અમૂલી બક્ષીસને તેની પાસેથી ઝુંટાવી લેવી એ શું બુદ્ધિમાન માણુસ-જાતને માટે યોગ્ય કહેવાય?

માછી:—કેમ યોગ્ય ન કહેવાય?

માછલી-તું કોઈ માછલીનો ક્રૂર રીતે જીવ લઇ શકે છે, ને આજ સુધીમાં તેં હજારો જીવ લીધા પણ હશે, પણ એકે દિવસ તેં કોઇ મરેલી માછલીને સજીવન કરી છે?

માછી—તે હું કેમ કરી શકું?

માછલી—ત્યારે કોણ કરે?

માછી—તે તો પ્રભુના હાથની વાત છે.

માછલી—ત્યારે જે જીવ આપી શકતો નથી તે લેવાનો દાવો શા માટે કરે છે ? જે સત્તા પ્રભુએ પોતાના હાથમાં રાખી છે તે શા માટે દોઢ ડાહ્યા માણુસો પોતે લેવાનાં ફાંફા મારે છે ?

માછી—તે બધી વાત ખરી છે, પણુ અમે ખાઈએ શું ? પેટ એવું નઠારૂં છે કે તે માણુસને પાપને રસ્તે દોરવે છે.

માછલી—ખરી વાત છે, અને તેથીજ કેટલીક વખત તેને પાપી પેટ કહેવામાં આવે છે. પણુ તેને સંતોષવા માટે કોઈ બીજો નિર્દોષ અને નિષ્પાપ માર્ગ નથી ?

માછી—એવો રસ્તો બતાવે તો હું ઘણો ખુશી થઇશ.

માછલી—ખેતરમાં મજુરી કરવાથી પેટ જોગું તો જરૂર મળશેજ. વળી તે ધંધો એવો પરોપકારી છે કે હજારો લોકોનું તેથી પોષણુ થાય છે. વળી અનાજ અને ફલફલાદિ કે જે કુદરતે માણુસ જાત માટે ખોરાકની ચીજ બનાવી છે તે સુંદર રૂચિકર પદાર્થો જગત્‌ને પૂરા પાડવાથી અમારા જેવાં હજારો પ્રાણીઓના જીવ બચશે તેનું પુન્ય પણુ જો તું ખેડુત થાય તો તને મળે.

માછી—પણ તે ધંધો ઘણી મહેનતનો છે.

માછલી—ત્યારે શું માછલીઓ પકડવામાં પણુ તારે સવારથી સાંજ સુધી પાણીમાં ભિંજાવું નથી પડતું ? મછવાને હલેસાં મારવાં નથી પડતાં ? કોઈ પણુ રીતે માણુસને પેટ ભરવા મહેનત તો કરવી પડે છેજ. ભીખારીઓને પણુ સવારથી સાંજ સુધી ભીખ માગવા માટે ટાંટીઆ તોડવા પડે છે ! વળી તેઓ અપમાન અને સારા માઠા શબ્દો સાંભળે તે તો જુદા જ. જ્યારે આમજ છે તો પછી પ્રમાણિકપણે જેથી કોઇને નુકસાન થાય નહિ, પાપ થાય નહિ, ને માન જળવાઇ રહે તેવો ધંધો શા માટે ન કરવો ? વળી તને હું ખાતરીથી કહું છું કે તું આ જે પાપ કર્મ કરે છે તે તારા એકલાના પેટ માટેજ નહિ પણુ તારાં છૈયાં છોકરાં સૌને માટે, છતાં તેનું બધું પાપ તો તારે એકલાનેજ ભોગવવું પડશે. તેઓ તેમાં ભાગ લેશે નહિ.

માછી—શું આ સાચું છે ? જો તેમજ હોય તો હું આજથી આ પાપી ધંધો છોડી દઉં છું

માછલી—ભગવાન તારૂં ભલું કરશે.

માછી—ત્યારે હું તને છોડી દઉં છું; મને પહેલાંથીજ કોણુ જાણે કેમ તને મારતાં જીવ ચાલતો ન હતો. એમ કહી માછલીને પાણીમાં છોડી દીધી.

માછલીએ જતી વેળા તેનો આભાર માન્યો અને જણાવ્યું કે ભલા માછી હવે મારે મારી ખરી ઓળખાણ તને આપવી જોઇએ. હું ખરી માછલી નથી પણ માછલીના રૂપમાં સમુદ્રનો રાજકુમાર છું. એક સાધુએ જાદુથી મને માછલી બનાવી દીધી છે. જ્યારે તને કંઈ પણ જરૂર પડે ત્યારે આ જગ્યાએ આવીને મને બોલાવજે, હું તને અવશ્ય મદદ કરીશ. એટલું કહી તે માછલી પાણીમાં ડૂબી ગઇ. આ સઘળું નવાઇ જેવું સાંભળીને માછી તો દિગમૂઢ સરખો થઇ ગયો હતો.

પોતે આજ સુધી કરેલાં અનેક પાપોના પસ્તાવામાં તે ડૂબી ગયો હતો. વળી આજે સાંજે ઘરવાળીને શું જવાબ આપીશ ? વગેરે વિચારો પણ તેના મનમાં આવ્યાં કરતા હતા. તેવી ભ્રમિત સ્થિતિમાં માછીને ખાલી હાથે ઘેર આવેલો જોઇ માછણ તેના પર આજે કંઈ પણ કમાઈ લાવ્યો નહિ તે માટે ખીજવાઇ અને તેનું કારણ પૂછવા લાગી. માછીએ જવાબમાં બનેલી સઘળી હકીકત કહી સંભળાવી. તે સાંભળીને તે બોલી “ત્યારે તમે તે રાજકુમાર પાસે કંઇ માગ્યું કેમ નહિ ?”

માછી—આપણે શું માગવું હતું ?

માછણ—કેમ શું માગવું હતું ? આ ભાંગી-

તૂટી ઝુંપડીમાં રહીએ છીએ તે નથી જાણુતા ! હવે તો આમાં રહેવાય એમ નથી. તમે જાઓ અને એક સુંદર ઘરની માગણી કરો. માછીને તરતને તરતજ આ પ્રમાણે માગવા જવાનું ઠીક લાગ્યું નહી. પણ શું કરે ! નહી તો માછણુ ઘરમાં રહેવા દે એમએ ન હતું. વળી તેને પણુ સુંદર ઘરમાં રહેવાનો જરા મોહ લાગ્યો એટલે તે સમુદ્ર કિનારે જવા નીકળ્યો, અને પેલી જગ્યાએ જઇ પોકારવા લાગ્યો.

જાદુવાળા રાજકુમાર, સાંભળને તું મારી વાત;
માછણુના કહેવાથી હું, આવીને પોકારૂં છું.
ઘણી હઠીલી મારી નાર, પકડી વાત મૂકે ન લગાર;
તુજ પાસે કંઈ લેવા માટ, આવ્યો આથી જાતે આજ.

પેલી સુંદર માછલી તરતજ પાણી ઉપર આવીને બોલી, "તારી ઘરવાળીએ શું માગ્યું છે ? "

માછી—તેને એક નાનું સરખું સુંદર ઘર જોઇએ છે.

જા, કાલે સવારે તે પ્રમાણે થશે " એમ કહી તે માછલી ડુબકી મારી ગઇ. માછી ઘેર આવ્યો ને સઘળી વાત કહી સંભળાવી. તે રાત્રે તે બન્નેને ઉંઘ પણુ આવી નહિ. માછલીની વાત ખરી હશે કે ખોટી ?

એક રાતમાં તે ઘર કયી રીતે તૈયાર થઇ જશે વગેરે વિચારમાંને આશામાં મોડી રાત્રે તેઓ ઉંઘ્યાં. સવારે ઉઠીને જુએ છે તો તેઓ એક સુંદર ઘરમાં સુતેલા હતાં. જરૂર પ્રમાણે દિવાનખાનું, રસોડું, સરસામાન રાખવાની જગ્યા વગેરે અલાયદી અલાયદો હતી. વળી એક નાનો સરખો બાગ પણ તેની આસપાસ હતો. આ સઘળું જોઇને, તે સર્વનો માલિક પોતાને થયલો જાણીને માછી તો હર્ષઘેલો થઇને કૂદવા લાગ્યો. અને માછણને કહેવા લાગ્યો કે જો આ મારી માછલીનો પ્રતાપ ! માછણ કહે "પણ એ માંગવા મેં મોકલ્યા તો તમને આ મળ્યું ને, નહિ તો તમે તો હાથ હલાવતાજ પાછા આવ્યા હતા. માટે ખરી રીતે આમાં મારીજ ખુબી છે." થોડા દિવસ તેઓ તે સુંદર મકાનમાં સુખે રહ્યા. પણ માછણને તેનાથી સંતોષ થયો નહિ, તેને તો હજી પણ વધારે વૈભવ અને પૈસો મેળવવાની લાલચ હતી. તેણે એક દિવસ સાંજે માછીને "કહ્યું, આ ઘર તો ઘણુંજ નાનું છે, બગીચામાં ખાવાને માટે કંઈ ફળ ફળાદિ પણ નથી, આ આંગણું પણ કેટલું બધું નાનું છે ? હવે તો આ ઘરમાં રહેવું ફાવે એમ નથી. એક મહેલ આપણે માટે મળવો જોઇએ. પેલા જાદુઇ રાજકુમાર પાસે જાઓ અને મહેલની માગણી કરો."

આ સાંભળી માછીએ કહ્યું, "જુઓ હમણાં તો હું જનાર નથી. વારંવાર માગવાથી ભારબોજ ઘટે અને વળી તે ગુસ્સે થઇ જાય. આપણને રહેવાને તો આ ઘર પૂરતું છે."

માછણ ખીજવાઇને બોલી "જાઓ જાઓ, તમે તો પહેલાં પણ માગવા જવાની નાજ પાડતા હતા ને ? જુઓ તો ખરા, કેમ મહેલ નહિ આપે ?"

બિચારો માછી મોટી મુઝવણમાં આવી પડયો. આખરે નિરૂપાયે જવું પડયું ને તે દિવસની પેઠે કિનારે જઈ જાદુઈ રાજકુમારને બુમ મારવા લાગ્યો.

પેલી જાદુઈ માછલી તરતજ ઉપર આવીને બોલી, " કેમ આજે શેની માગણી કરી છે ? "

"અરે ભાઈ, મારી ઘરવાળીને તો હવે મહેલમાં રહેવાની ઇચ્છા થઈ છે, ને તેથી મને અહીં મોકલ્યો છે. " માછીએ જવાબ આપ્યો.

" જાઓ કાલે તમારૂં ઘર સુન્દર મહેલ બની જશે " એમ કરી તે માછલી પાછી પાણીમાં સરી ગઇ.

બીજે દિવસે સવારમાં તો તેમનું ઘર એક ભવ્ય મહેલના રૂપમાં ફેરવાઇ ગયું, ને તે જોઈ માછણે ટકોર કરી કે આ સૌ મેં તમને મોકલ્યા તેનુંજ પરિણામ કે બીજા કશાનું ?

મહેલ મેળવ્યા પછી કેટલાક દિવસ સુખમાં ગયા. પણ જ્યારે મહેલમાં ભરેલું બધું અનાજ ખુટી ગયું ત્યારે પાછો માછલાં પકડવાનો સમય આવી લાગ્યો. તે જોઇ માછણ માછીને કહેવા લાગી “ શું આવા મોટા મહેલમાં રહીને પણ મારે માછલી વેચીને પેટ ભરવું ? જાઓ પેલા જાદુવાલા રાજકુમાર પાસેથી થોડું રાજ્ય માગી લાવો. ”

માછી—હવે હું જનાર નથી. એક વખત પાંચ મિનિટ તેને પકડી રાખી પછી છોડી દેવા બદલ શું તે આખી જીંદગી સુધી તારો ગુલામ થવાને બંધાયલો છે, કે વારંવાર તું કહે તે આપી દે ? વળી મારે તો રાજ્ય જોઇતું નથી, તેને ચલાવવાની માથાફોડમાં કોણ પડે ?

માછણ—તે હું સમાલી લઇશ, પણ તમે જાઓ અને રાજ્ય માગી લાવો. મારૂં કહ્યું ન માનતે તો આજે કોણ જાણે ક્યાં પેલી ઝુંપડીમાં સડતા હોત ?

માછીને પણ હવે તેની વાત ખરી લાગી ને મહેલમાં રહી રાજ્ય ચલાવવાનો લોભ થયો, એટલે ધીરે ધીરે સમુદ્ર કિનારે ગયો, અને રિવાજ પ્રમાણે માછલીને પોકાર કર્યો. નિયમ પ્રમાણે તે હાજર થઈ

અને બોલી કેમ વળી આજે તારી ઘરવાળીને શેનો અભખરો થઇ આવ્યો છે !

" થોડા એક રાજ્યનો " માછીએ ઉત્તર વાળ્યો.

" કાલે એ પણ મળી જશે " એમ કહી માછલી પાણીમાં જતી રહી.

બીજે દિવસે તેમના મહેલની સામે હાથી, ઘોડા, રથ અને લશ્કર ઉભેલાં જોવામાં આવ્યા. માછી આ વૈભવ જોઇને આભોજ બની ગયો. તેનો હરખ તો માય નહિ. તે બન્યો રાજા અને માછણ બની રાણી સાહેબ.

હવે તે એક રાજાની રાણી થઇ હતી એટલે તેનાથી સવેળા કેમ ઉઠાય ? રોજ તે આઠ વાગ્યે ઉઠવા માંડી. તેના પલંગની સામે એક બારી હતી, તેમાંથી સૂર્યનો પ્રકાશ તેના મોં પર પડયો. સૂરજની આવી બેઅદબી રાણી સાહેબ કેમ સહન કરી શકે ? તેનો મિજાજ ગયો અને એકદમ રાજા પાસે આવ્યાં ને બોલ્યાં " જાઓ પેલા જાદુઇ રાજકુમાર પાસે અને માગી લાવો કે સૂર્ય ચંદ્ર પર પણ આપણી સત્તા ચાલે, અને આપણા હુકમ પ્રમાણે તેઓ પોત પોતાનાં કામકાજ કરે. "

રાણીની આવી બેહુદી માગણીથી હવે તો માછી રાજાને બહુ ત્રાસ થયો, ને તે ઘણો ગભરાયો. તે

બોલ્યો "હવે તો હું જઇશજ નહિ. શું રાજ મહેલથી પણ તને સંતોષ થતો નથી ?" પરન્તુ રાણી સાહેબ આગળ તેનું કંઇ ચાલ્યું નહિ ને છેવટે તેને જવું જ પડ્યું. દરીયા કિનારે જઇને વળી તેણે જાદુવાળા રાજકુમારને બોલાવ્યો.

તે આવ્યો તો ખરો પણ ગુસ્સો કરીને બોલ્યો "શું હજી તારી રાણીને સંતોષ થયો નહિ ? આજે વળી કેમ આવ્યો છે ?

માછીરાજા બોલ્યો "હું શું કરૂં ? તે મને ઠરવા દેતી નથી. હવે તો તે કહે છે કે સૂર્ય અને ચંદ્ર પણ તેની આજ્ઞા પ્રમાણે ઉગે અને આથમે."

" માછણ જેને લાયક છે તેજ થશે " એમ કહી તે જાદુઈ માછલી પાણીમાં જતી રહી.

બીજે દિવસે જયારે માછી માછણ જાગ્યાં ત્યારે તો પોતાને પેલી અસલી ઝુંપડીમાં જોયાં. ઘણું રડયાં કકળ્યાં પણ હવે શું વળે ?

"કેમ મગન આમ શાથી થઇ ગયું હશે વારૂ ?" દાદીમાએ પૂછ્યું.

મગન—માછણે લોભ કર્યો તેથી.

માજી—જોયું બેટા, ત્યારે બહુ લોભ કરવાથી આપણી પાસે હોય તે પણ માછણની પેઠે ગુમાવી બેસીએ. સંતોષમાં રહેવું એજ ખરૂં સુખ છે.

# બાલવાર્તાવલિ.





Written by

(1) Chhaganlal Harilal Pandya B. A. JUNAGADH.

(2) Kalyanji Vithalbhai Mehta. SURAT.

Published by

Veerbal H Mehta. S. T. C; F. T. S.

from Balsahitya Prakash Mandir.

Amliran, Gopipura, SURAT.

Printed by

Matubhai Bhaidas at K. A's. Jain Printing Press, Khapatia Chakla, SURAT



1914.



# કેટલાંક પુસ્તકો.

| | | | | |
|---|---|---|---|---|
| ગુજરાતી નિબંધો | .... | .... | .... | ૦–૧૨–૦ |
| આંતર જીવન | .... | ... | .... | ૦– ૮–૦ |
| મરણોત્તર જીવન | .... | ... | .... | ૦– ૪–૦ |
| ગુરૂપ્રસાદ | .... | .... | .... | ૦– ૨–૦ |

# ઇંગ્રેજી શિક્ષક.

જાતે મદદ વિના ઇંગ્રેજી શિખાશે.

છ આનાજ

બાલસાહિત્ય પ્રકાશ મંદીરમાં મળશે.

# બાલસાહિત્ય પ્રકાશ મંદીર.

# સુરત.

## સ્થાપક,

**વીરબલ હરીસુખરામ મહેતા એસ. ટી. સી; એફ. ટી.**

---

બાલકો દેશના ભવિષ્યના સ્તંભો છે; જેવાં આ બાલકો તેવો કાલનો દેશ. આ સાદું સૂત્ર, અને બાલ વણીના સાધન સમૂહમાં સાહિત્યનું સ્થાન એ બે બાબ આપણા ગુર્જર માબાપોનું કે સાહિત્ય સેવકોનું બહુ ખેંચાયું હોય એમ લાગતું નથી. ઇંગ્રેજી સાહિત્યમાં બાલકોને માટે ખાસ સાહિત્ય છે, બાલકોને આનંદ આપે એવાં અનેક પુસ્તકો પ્રતિ વર્ષ પ્રસિદ્ધ થાય છે, અને બાલોપયોગી માસિકો પણ ઓછાં નથી. પરંતુ આપણા સંકુચિત સાહિત્યમાં બાલકોને યોગ્ય સાહિત્ય ઘણું ઓછું છે; લગભગ નથી એમ કહીએ તો ચાલે. આ એક મ્હોટી ખોટ છે.

બાલકોને યોગ્ય સાહિત્ય ગુજરાતી તેમજ ઇતર સાહિત્યમાંથી એકત્ર કરી, તથા નવું બાલસાહિત્ય ઉત્પન્ન કરી, આ ખોટ પૂરી પાડવા **બાલસાહિત્ય પ્રકાશ મંદીરની** પ્રવૃત્તિ છે. તેને અંગે બાલહૃદયમાં વાચનવિલાસ જાગૃત કરી ન્હાનપણથીજ સાહિત્ય પ્રતિ રૂચી કરવા **બાલવાર્તાવલિની** યોજના કરી છે. આ વાર્તાવલિ ઉપરાંત બાલકોને યોગ્ય ઇતર સાહિત્ય પ્રસિદ્ધ કરવાની પણ ધારણા છે. બાલકોનાં માબાપો અને સાક્ષરો જેટલે અંશે આ યોજનાનો સત્કાર કરે તેટલેજ અંશે તે ફળિભૂત થાય એ દેખીતુંજ છે.

સાક્ષરો કે બાલકોના હિતચિંતકો જો લેખો મોકલશે તો કૃપા થશે.